# બાળગીત



પ્રકાશક:-

ગોકળદાસ કુબેરદાસ મહેતા

ઢાલનીપોળ—અમદાવાદ

કિંમત એક આનો




## પ્રાર્થના

### મંગળનામ

ગાઉં મંગળ નામ,
    પ્રભુજી ! ગાઉં મંગળ નામ.
મંગળકારક નામ તમારૂં,
    સુખ શાંતિનું ધામ—પ્રભુજી
નમન કરીને ચિંતન કરતાં,
    થાય મને આરામ—પ્રભુજી
ધ્રુવ, મીરાં, પ્રહલાદે ગાયું,
    ઠરીને બેઠા ઠામ——પ્રભુજી
હરનિશ જાપ જપું જગજીવન,
    થાએ રૂડા કામ——પ્રભુજી



ચુનીલાલ

૨

હે **પ્રભુ**! તારી કુદરત ન્યારી,
અદ્‌ભુત રચના, લીલા સારી—હે પ્રભુ
ઝાડ, પા'ડ, વન ઉપવન ભારી,
રણુવગડા ભૂમિ રઢીઆળી.
સરવર, સરિતા જો સુખકારી,
નિર્મળ જળ સ્થળ શોભા સારી—હે પ્રભુ
શીતળ મંદ સુગંધ પ્રસારી;
પવન રહ્યો ઝૂલાવી ડાળી.
મેના પોપટ કોયલ કાળી,
મધુર મધુર ટહુકા કરનારી.—હે પ્રભુ
મરુત મેઘમંડળની હેલી,
વીજ કરતી ચમકારા પેલી.
ઝરમર ઝરમર વરસે વારિ,
ઇંદ્રધનુષ્યની છે બલિહારી—હે પ્રભુ



૩

દયાસિંધુ દીનબંધુ તુજ દ્વારે આવ્યો આમ,
ગાઉં ગાથા સૂર ભરી એક માગું તારૂં નામ—૧

ઢુંઢી ઢુંઢી થાકયો ફરી યુગ યુગ ઠામ ઠામ,
મળી નહિ ભિક્ષા તોયે હોય જેમાં તારૂં નામ—૨

બહુ દીને હાથ લાગ્યો સાચો દાની સાચો શ્યામ,
કોણ છોડે દ્વાર એનું ભિક્ષા વીણુ ઠાલી ઠામ—૩

હીરા મોતી માગું નહિ જગ માને જે આરામ
માગું રાજપાટ નહિ માગું ભિક્ષા રામનામ—૪

ગોકુળદાસ રાયચુરા



૪

## ગુજરાત માત



અમ જન્મ ને જીવન હો, ગુજરાત માત ચરણે;
તપસિદ્ધિ પૂર્વ પુણ્ય હો, ગુજરાત માત ચરણે—હાંરે

ફૂલડાં ખીલી વસંતે, ચઢતાં શ્રીદેવ કંઠે;
અમ પુષ્પ શાં સૃજન હો, ગુજરાત માત ચરણે—૧

ગૂઢ ભોગ ગીત ગાતી, સરિ સિન્ધુમાં સમાતી,
ત્યમ ભાવના વહન હો, ગુજરાત માત ચરણે—૨

ઋષિયજ્ઞ યોગ અર્પે, નૃપ યજ્ઞ ભોગ અર્પે;
અમ કર્મયજ્ઞ ફળ હો; ગુજરાત માત ચરણે—૩

સરમાં સરોજ ખીલે, વિલાય છે સલીલે,
ખીલ્યાં હૃદય કમળ હો, ગુજરાત માત ચરણે-૪
વા'લાને સૌથી વા'લી, ફૂલપાંખડી દે માળી,
વા'લું જીવન રતન હો, ગુજરાત માત ચરણે-૫

**કેશવ હ. શેઠ**



૫

## ઓ હિંદ દેવભૂમિ !



ઓ હિંદ ! દેવભૂમિ ! સંતાન સૌ તમારાં
કરીએ મળીને વંદન, સ્વીકારજો અમારાં.
હિંદુ અને મુસલમીન, વિશ્વાસી, પારસી, જિન,
માતા ! સમાન રીતે સંતાન સૌ તમારાં.
પોષો તમે સહુને શુભ ખાન પાન બક્ષી;
સેવા કરે બને તે, સંતાન સૌ તમારાં.
પૂર્વે થયા પ્રતાપી, શ્રીરામ, કૃષ્ણ, જેવા,
અકબર, શિવાજી તેવા, સતાન સૌ તમારાં.
વાલ્મીકિ, વ્યાસ, નાનક, દાદુ, નઝીર, તુલસી,
તુકા, કબીર, દેવી, સતાન સૌ તમારાં.

ગોપાળકૃષ્ણ, દાદા; કેશવ, તિલંગ, અહમદ
સિદ્ધાર્થ સાથ રાહુલ સંતાન સૌ તમારાં.
ગાંધી, તિલક, 'વલ્લભ', પંડિત અને નહેરૂ
લાલાજી, ચિત્તરંજન, સંતાન સૌ તમારાં.
સીતા અને સુભદ્રા, તારા અને અહલ્યા,
ઝેબુન્નિસા ને મીરાં, સંતાન સૌ તમારાં
ચાહો બધાં પરસ્પર સાહો બધાં પરસ્પર
એ પ્રાર્થના કરે આ સંતાન સૌ તમારાં.

કાન્ત

૬

## ગાંધીજી

પ્રીતે તમારા પ્રેમનાં અહીં આદર્યાં પૂજન અમે,
સાચા શૂરા સત્યાગ્રહી **ગાંધી** પધારો મંદિરે,
સમશેર ભાલા બંદુકો ને તોપ ગોળા બોંબના,
સત્યાગ્રહીને એ નથી સાધન કર્યાં કંઇ કામના.
સત્યાગ્રહી ખમશે દુઃખો આવી પડે જે ઉપરે,
સ્વરાજ સાચું પ્રાપ્ત કરતાં મરણથી તે ના ડરે.
કદી જેલમાં રાખે ભલે પગ-હસ્તમાં બેડી જડે,
ખોરાક પુરો ના મળે પણ નહિ લડે એ નહિ લડે.

એવા **મહાત્મા ગાંધીજીનાં** આદર્યાં પૂજન **અમે**,
સાચા શૂરા સત્યાગ્રહી આજે પધારો મંદિરે.



## ૭

## બિલાડી



મેં એક બિલાડી પાળી છે,
તે રંગે બહુ રૂપાળી છે,
તે હળવે હળવે ચાલે છે,
ને અંધારામાં ભાળે છે!

દહીં ખાય, દૂધ ખાય,
ઘી તો ચપચપ ચાટી જાય.

તે ઉંદરને ઝટપટ ઝાલે,
પણ કુતરાથી બી'તી ચાલે,

એના ડીલ પર ડાઘ છે,
એ મારા ઘરનો વાઘ છે.

**ત્રિભુવન**



## ૮

# કાગારાણા



અમે કાળાને કામણગાળા કે કરીએ કા....કા....કા
અમે ગાતા બહુ રાગ રસાળા કે ,, ,,
અમે ચોંપીને ચાલીએ બંદા કે ,, ,,
અમે છેતરીને છોડીએ ફંદા કે ,, ,,
અમે સંપી સંગાથ વસનારા કે ,, ,,
અમે ભેળા મળી જમનારા કે ,, ,,
અમે છોટા અક્કલમંદ મોટા કે ,, ,,
અમે કૂદીએ હો લુટ લંગોટા કે ,, ,,
અમે રજ કેરૂં ગજ કરનારા કે ,, ,,
અમે રોજરોજ મોજ ભરનારા કે ,, ,,
અમે જાગીએ જગતથી વ્હેલા કે ,, ,,
અમે ખેલવે સરવથી પહેલા કે ,, ,,
અમે ચટપટ ચણીએ દાણા કે ,, ,,
અમે કહેવાઈએ કાગારાણા કે ,, ,,

ચુનીલાલ



૯

## પોપટ



પોપટ! પંખી ચતુર સુજાણ,
પઢો પોપટજી ! શ્રી ભગવાન.
મીઠા મધ તમ બોલો ગમે,
એવા નહિ શું શીખવો મને ?
બાળક બોલે મીઠા બોલ,
તે સઘળાં પોપટને તોલ.
પઢોજી પોપટ ! શ્રી ભગવાન.
પોપટ પંખી ! ચતુર સુજાણ.



૧૦

## મોર



આ જુઓને મોરલો છે ઝાડે,
કેવો એની ઉપર બૂમો પાડે.
તે ટેંહુક ટેંહુક એ બ્રે છે,
તેની ડોક તો કેવી ડોલે છે.

એને માથે તો કુમતું ફરકે છે,
રૂડું રૂપ રૂપાળું ચળકે છે.
પચરંગી છે પીંછાં અંગે,
ડીલ દેખો તો વાદળી રંગે.
કેવો કળા કરી તે નાચે છે,
દેખી દેખીને દિલડું રાચે છે.

શાંતિનાથ



૧૧

## ઝાડ



આ ઝાડ કેવું છે ? ફૂલ આપે એવું છે,
એ ફૂલ કેવું છે ? દેવને ચઢે એવું છે.
એ દેવ કેવા છે ? વિદ્યા આપે એવા છે.
એ વિદ્યા કેવી છે ? સુખ આપે એવી છે.



## ૧૨

# ગાય



આ ગાય કેવી છે? દૂધ આપે એવી છે.
એ દૂધ કેવું છે? દહીં થાય તેવું છે.
એ દહીં કેવું છે? માખણ થાય તેવું છે.
એ માખણ કેવું છે? ઘી થાય તેવું છે.
એ ઘી કેવું છે? લાડુ થાય તેવું છે.
એ લાડુ કેવા છે? બ્રાહ્મણ જમે એવા છે.
એ બ્રાહ્મણ કેવા છે? જોષ જુએ એવા છે.
એ જોષ કેવા છે? સ્વરાજ મળે એવા છે.



## ૧૩

# દેવ



એક હતા દેવ, તેમને એવી ટેવ,
જે કોઇ તેમને જાપે તેને માગ્યું આપે.
મેં તે દેવને જાચ્યા તેમણે હાથ બે આપ્યા,
હાથ વડે કરૂં કામ, દેવને કરૂં પ્રણામ.

દેવે આંખો દીધી, જોઉં સઉને તેનાથી,
દેવે દીધા કાન, સાંભળું તેથી જ્ઞાન.
દેવે દીધા પગ, તેનાથી ભરૂં ડગ,
દેવે નાક દીધું, શ્વાસ લઉં ફૂલ સુંઘું.
દેવે દીધી વાણી, બોલું પ્રીતિ આણી,
દેવને પગે લાગી, વાણીથી લઉં માગી.
સારી બુદ્ધિ દેજો, મારી સાથે રે'જો.



૧૪

## અજબ જેવી વાત છે.



મારે નાની આંખ, એ જોતી કાંક કાંક
એ તે કેવી અજબ જેવી વાત છે.
મારે નાક નાનું, એ સુંઘે ફૂલ મઝાનું—એતે
મારે નાના હાથ, એ તાળી પાડે સાથ—એતે
આંગળી મારી લપટી, તેથી વગાડું ચપટી—એતે
પગ મારે નાના, એ ચાલે છાના માના—એતે
મારે નાના કાન, એ સાંભળે દઇ ધ્યાન—એતે

મારૂં નાનું ગળું, એ ખાય ગળ્યું ગળ્યું—એતે
નાનું મોઢું મારૂં, એ બોલે સારૂં સારૂં—એતે
રામ રામ રામ



૧૫

## ભાઇબેન

ટપાલી તો ટપાલ લાવ્યો,
બાપાજીનો કાગળ આવ્યો,
કાગળમાં લખ્યાં છે વાત,
કાલે આવીશ જો જો વાટ.
બાપા ક્યારે આવશે ?
ખાવાનું શું લાવશે ?
રમવા કાજે રમકડાં,
ભાઇ બેન છે વઢકણાં.
ભાઈ લઢીશ ના મારી સાથ,
સંપી જંપી રમશું સાથ,
અર્ધે અર્ધે ભાગે લઈશું,
ખાવાનું લઇશું ને દઈશું.

રતિલાલ



૧૬

## આવજે મોર



આવજે મોર
લાવજે ઢેલ
બેસજે ઝાડ
ઉડજે ડાળ
ચણજે ચોખા
પીજે દૂધ
રમજે ફૂલ
નાચજે ખૂબ
કરજે કળા
જોશે બધા.

**ઠાકર**



૧૭

## વહાણું વાયું



કૂક રે કૂ—વહાણું વાયું.
રાત ઉડી ગઇ, વહાણું વાયું.

ચકલાં બોલ્યાં વહાણું વાયું.
બાંગ પડી જો વહાણું વાયું.
ઘંટા વાગ્યા વહાણું વાયું.
શંખ ફુંકાયા વહાણું વાયું.
ઢોલ નગારાં વહાણું વાયું.
વહાણું વાયું, ઊઠી જા.
ઉંહુ, ઉંહુ, નહિ ઊઠું.
એક લગાવું ઉભો થા,
ઉઠયો છું, હા, વહાણું વાયું !

 કમળાબેન

૧૮

## આમ આવ



છોકરા, છોકરા, આમ આવ. આ આવ્યો.
શું ખાવું છે ? જે આપો તે.
લાડુ ખાઇશ ? હા જી.
ઘેબર લઈશ ? હા જી.
પેંડા લઇશ ? હા જી.
ગુંદરપાક ? હા જી.
મેથીપાક ? ના જી.



૧૯

# કરમશી



કોણ રે કોણ ? કરમશી.
ક્યાં રહેવું ? ખારાઘોડા.
જવું ક્યાં ? જાત્રાએ.
ખાશો શું ? કોપરૂં.
પીશો શું ? પાણી.
ઓઢશો શું ? પાંદડું.
સુશો ક્યાં ? રેતીમાં.
જમશો ક્યાં ? તમારે ત્યાં.



૨૦

# સાચના સિપાઇ



અમે સાચના સિપાઇ,
અમે સાચના સિપાઇ,
સાચ અમારી તરવારોને
સાચની બાંધી સવાઇ—અમે
સાચ અમારા લડવૈયા
તે લડશે સાચ લડાઇ—અમે

સૂણો અમારાં બ્યુગલ વાગે,
સાચની હાક છવાઈ--અમે
જુઓ અમારી ધજા ફરફરે,
સાચની લહેરો વાઈ—અમે
જામે સાચનું લશ્કર સઘળે,
આવો તમે ભાઇ--અમે

નાનાલાલ



૨૧

## કેવી મઝા !



પહેલા વહેલા પરમેશ્વર ને બીજી ભારત મા,
ત્રીજા મારા માતપિતાનો સેવક ચોથો આ.
કેવી મઝા ભાઇ કેવી મઝા !
સેવાના મેવા કેવી મઝા !
પહેલા રાજા પરમેશ્વર ને પછી બીજો રાજા,
ત્રીજા મારા ગુરૂજી રાજા હું ચોથો રાજા.
કેવી મઝા ભાઇ કેવી મઝા !
બધાય રાજા કેવા મઝા !
પહેલી પૂજા પરમેશ્વરના બીજી સંત-પૂજા,
ત્રીજી પૂજા માતાપિતાની ચોથી દેશ-પૂજા.

કેવી મઝા ભાઈ કેવી મઝા !
પૂજા ને પુણ્ય છે કેવી મઝા !

ઘરમાં રમવું બહાર રમવું નિશાળમાંયે રમવું,
રમતાં લાગે ભૂખ ત્યારે થોડું થોડું જમવું.

કેવી મઝા ભાઇ કેવી મઝા !
રમવું ને જમવું કેવી મઝા !

**ત્રિભુવન**



૨૨

## મોહનજી



ગોકુળમાં ગૌધેન ચારી મોહનજી !
ચોરીને દહીં દૂધ ખાધાં હો જી—ગોકુળમાં

માર્યો તૃણાવર્ત પાપી મોહનજી !
માશી તે પૂતના મારી હો જી—ગોકુળમાં

કંસ–ચાણુરના કાળ કહેવાયા !
પાલક પાંડવ કેરા હો જી—ગોકુળમાં

ગોપ–ગોપીઓના વ્હાલા મોહનજી !
વૃન્દાવનના વાસી હો જી—ગોકુળમાં

દ્વારામતીને સ્થાપી મોહનજી !
જાદવનાં કુળને તાર્યાં હો જી—ગોકુળમાં
ભક્ત તણા પ્રતિપાળ મોહનજી !
જુગજુગના દેવાધિ હો જી—ગોકુળમાં

ચન્દ્રશંકર

❦

૨૩

## જય બજરંગ

વાગ્યાં અમૃત ચોઘડીયાં
ને જાગ્યા, પોઢ્યા પ્રાણ;
જાગ્યાં ગિરિકન્દર ભેદી,
હો સિંહણનાં સંતાન:
ઘટઘટમાં ભર મર્દાની,
ઉછળંતી ગેબી ગંગ;
હો સ્વતંત્રતાના સેનાની,
સૌ બોલો જય બજરંગ.
એ વજ્ર કછોટો ધરીએ,
ને તરીએ સિન્ધુ અનન્ત;
બડ ભીષ્મતણું બ્રહ્મચર્યે,
જગ વરીએ કીર્તિ જ્વલંત:

જીતી દિલદાનવ તોફાની,
નિજ ઉજ્જવલ કરીએ અંગ;
હો સ્વતંત્રતાના સેનાની!
સૌ બોલો જય બજરંગ.

જે જુવાન જોધ ઝીલન્તા,
પૂર શક્તિધોધ પ્રચંડ;
તે સ્વાર્પણથી જયવંતા,
ને સ્વતંત્ર ખંડેખંડ:

હો સ્વતંત્ર–નાવ–સુકાની!
થઇ સદૈવ મર્દ જંગ;
ભુમિ—ભારતના સેનાની,
સૌ બોલો જય બજરંગ.

**કેશવ હ. શેઠ**

❦

૨૪

## નિશાન ભૂમિ ભારતનું

નહિ નમશે, નહિ નમશે,
નિશાન ભૂમિ ભારતનું
ભારતની એ ધર્મ–ધજાનું
સાચવશું સન્માન—ભૂમિ ભારતનું

સફેદ લીલું લાલ ત્રિરંગી
  વિરોધનું સંધાણ-ભૂમિ ભારતનું—નહિ.
ઐક્યતણો એ અમરપટો છે
  મુક્તિનુ વરદાન-ભૂમિ ભારતનું—નહિ.
ભારતમાના મંદિરપર એ
  શાંતિનું એંધાણ-ભૂમિ ભારતનું—નહિ.
ચક્ર સુદર્શન અંકિત એ તો
  હિંદી જનના પ્રાણ-ભૂમિ ભારતનું—નહિ.
અચળ અમારે આંગણુ એ તો
  સ્વરાજનું મન્ડાણ-ભૂમિ ભારતનું—નહિ.
એનો ટેક નિભાવા કાજે
  તન મન ધન કુરબાન-ભૂમિ ભારતનું—નહિ.

ત્રિભુવન



૨૫

હમારે જાનસે પ્યારા હમારા દેશ હિન્દુસ્તાન,
સકલ બ્રહ્માંડસે ન્યારા હમારા દેશ હિન્દુસ્તાન.
હિમાલયસમ બડે ગિરરાજ સ્પર્ધા સ્વર્ગસે કરતે;
ગંગા સિંધુ યમુનાદિ નદિયાં દે રહી મધુપાન.—૧
મહાસાગર સદા જીસકે ચરનકો પ્રેમસે ધોતે;
અમેરિકા બ્રિટન આદિ સભીકો દે રહા અન્નદાન.—૨

મહાત્મા કૃષ્ણ અરૂ શંકર મહાજ્ઞાની હુવે જહાંમે,
ઉન્હી કે પુન્ય ચરણોસે પુનિત યહિ દિવ્ય હિન્દુસ્તાન–૩
હમારે રક્ત સ્નાયુમે ભરા હે શૌર્ય ભારતકા
બને કર્તવ્ય અનુરાગી ન્યોછાવર કરદે અપની જાન.–૪
મુસલમીન પારસી ક્રિશ્ચયન અરૂ શિખ હિન્દુ સબ હિન્દવાન
સભીકો પોષતા પ્યારા હમારા દેશ હિન્દુસ્તાન–૫



૨૬

## શાળા



શાળા અમારી તીર્થભૂમિ જ્ઞાનગંગા ત્યાં વહે;
શિક્ષાગુરૂ ત્યાં દેવ છે ત્યાં શારદાનો ધ્યેય છે.
સંગીત નીતિ ગેય છે અભ્યાસ ભક્તિમાં રહે:–શાળા
શાળા અમારી ફૂલવાડી ત્યાં સુવાસ સુશીલતા;
આનન્દ ગમ્મત ખેલ નાના સંગને ઓપાવતા:–શાળા
શાળા અમારી રાજધાની શારદારાણી તણી
વહાલાં અમે બાળો અમોને નીરખી રાજી ઘણી:–શાળા
આ યજ્ઞવેદી યત્નની છે રંગભૂમિ ઉમંગની;
જયવંત ક્ષેત્ર નિપુણની, સર્વસ્વ સહુ ઉરમાં બની:–શાળા

શાળા અમારૂં સ્વર્ગ છે નિશાળ નંદનવન છે;
ત્યાં દેવનાં દર્શન છે દૈવીગિરા સુપ્રસન્ન છેઃ—શાળા

વિઠ્ઠલરાય



૨૭

## પુનિત સંતો



પુનિત સંતોનાં વૃન્દ (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.
મૈયા ભારતી સોહન્ત (૨) ....આજે.
કુંજે વસન્ત કંઇ—ગુંજે નવપ્રેરણા
કોકિલા સુકંઠે ટહુકન્ત ....આજે.
હૈડે રસચેતના જગાવે સ્નેહજ્યોતશી
પિંડે બ્રહ્માંડ પ્રગટન્ત ....આજે.
અંતરમહીં ભકિત જગન્નાથ જન્મભૂમિની
ઝગમગ કો ઓજસે લસન્ત ....આજે.
શોભન જગ મોહને બતાવી જીવનમાધુરી
હિન્દી નવકોડે હસન્ત ....આજે.
હિન્દુ મુસલમીન એક તાંતણે ગુંથાઇને
એકતાને રાષ્ટ્ર શો રચંત ....આજે.

આત્મકેરાં રાજ્ય નકી ટકી રહે ત્રિભુવને
જય હિન્દ ! ગાજશે દિગન્ત ....આજે.



૨૮

## આવકાર



ધન્યભાગ્ય અમારાં, આજ પધાર્યા મોંઘેરા મે'માન
હૃદયથી આજ કરીએ સ્નેહતણાં સન્માન–ધન્ય૦
કુંકુમ પગલાં પુનિત પનોતાં પુનિત કરે આ સ્થાન;
તમ દર્શનથી છે અમ હૈયાં હર્ષ વિષે ગુલતાન–ધન્ય૦
સજ્જનનો સંગ છે અતિ દુર્લભ શાં કરીએ ગુણગાન!
પારસમણિ સમ આપ પધાર્યા સ્વીકારો સન્માન–ધન્ય૦



૨૯

## વિદાય



કરજો કૃપા પુનઃ મે'માનો (૨)
માનસસરના રાજહંસ સઉ,
દેજો દર્શન–દાનો:—કરજો

આજ અમારા દેવ દયા કરી આવ્યા;
જ્ઞાનસરોના નિર્મળ નીરનો,
લીધો અનુપમ લ્હાવો:—કરજો
ભાવ ભરી ના આવડી સેવા, કર્યાં નહિ ગુણગાનો;
સુજ્ઞ જનોને યોગ્ય અમોએ
દીધાં નથી સન્માનો:—કરજો



૩૦

## પ્રણામ



પ્રણામ આ સ્વીકારજો
રજા ખુશીથી આપજો
ક્ષમા ભૂલોની યાચીએ
પ્રસન્ન દેખી રાચીએ.



# અમારાં શાળોપયોગી પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | અમદાવાદ શહેરની ભૂગોળ | ૦—૨—૩ |
| ૨ | ગુજરાતપ્રાંતની ભૂગોળ | ૦—૪—૦ |
| ૩ | સરળ મુંબઈ ઈલાકો | ૦—૫—૦ |
| ૪ | બાળગીત | ૦—૧—૦ |
| ૫ | બાળિકાગીત | ૦—૧—૦ |
| ૬ | ×રાષ્ટ્રીય કીર્તન | ૦—૧—૦ |
| ૭ | વાર્તાઓનો સંગ્રહ ભા. ૧ | ૦—૩—૦ |
| ૮ | સંવાદસંચય ભા. ૧ | ૦-૧૦-૦ |

× નિશાની સિવાયનાં બીજાં પુસ્તકો કેળવણીખાતાએ મંજુર કરેલાં છે. શિક્ષકોને સારૂં કમિશન આપવામાં આવશે.

પુસ્તકો કર્તા પાસેથી તેમજ ખડાયતા બુકડીપો, રીચીરોડ ઉપરથી મળશે,

ઢાલનીપોળ અમદાવાદ } ગોકળદાસ કુબેરદાસ મહેતા

શ્રી ખડાયતા મુદ્રણકલા મંદિર, ચારરસ્તા—અમદાવાદ